અલ્લાહુ અકબર

4 NOV 1929

# ઇસ્લામના પયગમ્બર.

ઈ. સ. ૧૯૨૯ના છદેમીલાદને પ્રસંગે વાંચવા માટે જનાબ મૌલાના કાઝી અબ્દુલ મજીદ કરશી સાહબ એડીટર "ઈમાન" પટી (લાહોર) એ તૈયાર કરેલ ભાષણનો ગુર્જર અનુવાદ.


અનુવાદક:—
હકીમ બદ્ર નિઝામી રાઉતી "મુસ્લિમ કલમ"
લાલગરવાડા—અહમદઆબાદ.



પ્રકાશક:—
"નિદાઉલ ઈસ્લામ" અલીમીયાં કુર્બતીશાહ નિઝામી
ખલીફએ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહબ દહેલ્વી.
કડીયાકુઇ—અહમદઆબાદ.

આલી જનાબ મુન્શી અબ્દુલકરીમ નુરભાઇ
સાહેબ મેમ્બર લોકલ બોર્ડની સેવામાં

# અ ર્પ ણ.

આવા મઝહબી કામને પુરૂં પાડવા માટે આજકાલ ઘણી અગવડો વેઠવી પડે છે. લખનાર પોતાના દિમાગ અને બુદ્ધિ વડે કલમદ્વારા પોતાની ફર્જ અદા કરે, બીજાઓ તે લખાણ છપાઇ બહાર પડે અને કોમ તેનાથી લાભ ઉઠાવે એ માટે દોડધામ કરે; પરંતુ જ્યાંસુધી ઇસ્લામી ધનવાનો એવા કામોમાં પોતાનો પુરતો ભાગ ન આપે અને અવારનવાર પોતાના ધનમાંથી અલ્લાહ અને તેના રસૂલ (સલ૦) નો હિસ્સો ન કાઢે, ત્યાં સુધી લેખકની મેહનત તેમજ લેખકો પાસે આવી ચોપડીયો તૈયાર કરાવી કોમી ભાઇયો સુધી પહોંચાડવાની ઉલટ ધરાવનારાઓની દોડધામ બધી નકામીજ જાય એમાં નવાઈ જેવું શું છે ? આલી જનાબ મુન્શી અબ્દુલ કરીમ સાહેબ અવારનવાર આવા કામોમાં અમને મદદ આપતા રહ્યા છે અને ભવિષ્યમાં પણ આપશે એવી સંપૂર્ણ આશા છે. આ ચોપડીની છપામણી વગયરાનું ખર્ચ પણ એમણે પોતાને માથે લઇ એક મહાન સેવા બજાવી છે. ખુદા પાક તેમની ઇઝઝત આબરૂ, તેમના ઇમાન અને તેમના ધન દોલતમાં બરકત આપે. આમીન.

જનાબ અબ્દુલકરીમ સાહબની મઝહબી લાગણીયો, ઇસ્લામી સેવાની ઉલટ, છુપી સખાવત અને સાર્વજનિક કામો તરફ સહાનુભુતિ વગયરા ઉત્તમ ગુણોને લીધે આકર્ષાઇ આ પુસ્તક પણ એમનેજ અર્પણ કરવાનું ઇષ્ટ જણાય છે, જેમાં બન્ને જહાનની બરકતો સમાયેલી છેઃ—

"ગર કુબૂલ ઉફ્તદ ઝહે ઇઝઝો શરફ"

ખાદિમુલ ઈસ્લામ—

અલીમીયાં કુરબતીશાહ નિઝામી.

કડીયાકુઇ—અહમદઆબાદ.

# બિસ્મીલ્લા હિર્રહેમા નિર્રહીમ.



**સર્વ ધર્મો** જગતમાં મનુષ્ય જાતિની ભલાઇને માટે આવ્યા છે અને તે સર્વેએ એ હેતુને પાર પાડવા માટે જે **મૂળ સિદ્ધાંતો** રજુ કર્યા છે, તે લગભગ સરખાજ છે એટલા માટે જુદા જુદા મઝહબો-ધર્મોના શિક્ષણનો અરસ પરસ મુકાબલો કરવાની ઝુરૂરત નથી.

કોઇપણ ધર્મના **સિદ્ધાંતો, ફિલોસોફી** અને તેનું **શિક્ષણ** ભલે ગમે તેવાં ઉત્તમ હોય, પરંતુ જ્યાંસુધી એ સિદ્ધાંતો પ્રમાણે અમલ કરનાર કોઇ "મર્દે મયદાન" નમુનો (આદર્શ) બનીને સામાન્ય જનતા સમક્ષ ન આવીને ઉભે, ત્યાંસુધી લોકોમાં તે ધર્મ પ્રત્યેની **સદ્‌ભાવના, પ્રેમ** અને તેના શિક્ષણ અનુસાર **કર્મ** (અમલ) કરવાની ધગશ જન્મી સકતી નથી, એટલા માટે તે સર્વ મઝહબો વિષે કે જેમના મૂળ ઉપદેશકોના સાચા ઇતિહાસિક જીવન ચરિત્રો દુનિયાની સામે મોજુદ રહેવા પામ્યા નથી, દરઅસલ ફેસલો આપી દીધો છે કે, એવો ધર્મ સાચો હોવા છતાં પણ માનવ જીવનની સુધારણામાં સક્રીય ભાગ લેવાને લાયક નથી.

**સર્વ સાધારણ ધર્માચાર્યો.**

આ જગતમાં એવી કોઇ પણ **કોમ** નથી થઇ, જેમાં કોઇ **નબી** મોકલવામાં ન આવ્યો હોય. એ પયગમ્બરોનું "સક્રીય જીવન" અમુક સમયને માટેજ "નમુના" રૂપ હતું એટલા માટે કુદરતે તેમને "ઇતિહાસિક હયસીયત" ન આપી. એમના નિત્ય કર્મનું ચિત્ર થોડાક સમય સુધી માનવજાતિ સમક્ષ રહ્યું અને પછી ભુંસાઇ ગયું. હવે એમાંના કેટલાકનું જગતમાં **માત્ર નામજ** બાકી રહી ગયું છે અને કેટલાકનું તો નામ પણ રહેવા પામ્યું નથી, કેટલાકની યાદી **કિસ્સાઓ, અદ્‌ભુત કથાઓ** અને **નાટકોના** પોપાકમાં ગુમ રહેલી છે અને કેટલાકના તો વ્યક્તિત્વ વિષે પણ જગતને શંકા છે.

દાખલા તરીકે **વેદિક ઋષિયોનો** સમય કયો હતો એ પણ હજી સુધી સંપુર્ણ રીતે નક્કી કરી સકાયું નથી, **એન્સાઇક્લોપિડીયા બ્રિટાનીકા**ના કર્તા એ વાતને સ્વિકારે છે કે "ઝરતસ્ત **(ઝરથોસ્ત)** નો સમય કયો હતો તે અમે લગારે જાણતા નથી." **બુદ્ધ**ના ઝાહિર થવાનો કાળ મગધ દેશના રાજાઓના એહવાલ ઉપરથી અટકળે મુકવામાં આવ્યો છે. **બાઈબલ** હઝરત ઇસા (અલ૦) ના માત્ર છેવટના ત્રણ વર્ષના બનાવો રજુ કરે છે અને તેમાં પણ એ વાતની કાંઈ પણ સાબિતી નથી કે, બાઇબલ લખનારાઓએ પણ હ૦ મસીહ (અલ૦) ને જોયા હતા કે નહીં. હઝરત મૂસા (અલ૦) ની ઓળખાણનું સાધન **તૌરાત** છે, જે 'ઇસતિસના' પુસ્તકના જણાવ્યા પ્રમાણે ત્યારે લખાઇ હતી જ્યારે કોઇને હઝરત મૂસા (અલ૦) ની કબ્ર સુદ્ધાંની પણ ખબર ન હતી.

જે ધર્માચાર્યો (પયગમ્બરો) નું જીવન માનવ સમાજથી આટલી હદ સુધી અંધારામાં--અપરિચિત હોય, તેઓ માનવ સમાજના પ્રેમ અને સદ્‌ભાવનાના મરકઝ (મધ્યબિંદુ) પણ બની સકતા નથી તેમજ સોસાયટીના જીવનમાં ઉત્સાહ અને કર્મશક્તિ પણ પ્રેરી સક્તા નથી. એમના કર્મ અમારી સમક્ષ મોજુદ નથી એટલા માટે મનુષ્ય પ્રકૃતિ માત્ર તેમના વચનોથી સંતોષ પામી સકતી નથી. તેમના જીવનનું કોઈ સંપૂર્ણ ચિત્ર અમારી સ્હામે નથી એટલા માટે જુદી જુદી માનવ જાતિયો એમના જીવનમાં કાંઇ પણ રસ લઇ સકે અને તે પ્રત્યે આકર્ષાઇ સકે એમ નથી. આવી હાલતમાં જો તેમને પરાણે માનવ સમાજ માટે એક "અનુકરણીય નમુના" રૂપ ઠેરવી દેવામાં આવે, છતાં પણ એથી જગતને કાંઇ પણ લાભ થઇ સકશે નહીં.

## ઈસ્લામના પયગમ્બર

હવે નબુવ્વતના વંશના અંતિમ (છેવટના) તાજદાર (સલ૦) ના એહવાલ ઉપર નઝર નાંખો. આપ તા. ૨૨ એપ્રિલ સને ૫૭૦ ની પવિત્ર સ્હવારે આ જગતમાં જન્મ્યા, તા. ૨૨ ફેબ્રુઆરી સને

ઇસ્વી ૬૧૦ માં નબૂવ્વત પ્રાપ્ત થઇ અને તા. ૮ જુન સ. ઇ. ૬૩૨ માં આ ફાની ( ક્ષણભંગુર ) જગતમાંથી પ્રયાણ કરી ગયા; અર્થાત્ કુલ ૨૨૩૩૦ દિવસ અને છ કલાક સુધી આ દુનિયામાં આપ રહ્યા.

આ આખું જીવન અને જીવનનું એક એક વર્ષ, એક એક મહીનો અને એક એક દિવસ સૂર્ય સમાન પ્રકાશિત છે. અહિંયાં પ્રત્યેક સંધ્યા સૂર્યોદય પેઠે હસિત જણાય છે, પ્રત્યેક રાત્રિ મધ્યાન્હની પેઠે જગમગી રહી છે અને આ મુબારિક અને નૂરાની જીવનની કોઇ અદા, કોઇ કદમ અને કોઇ પળ એવી નથી, જે હઝારો જુદી જુદી ભાષા બોલનારા અને જુદી જુદી કોમોના **લેખકો** અને **ઇતિહાસકારોની** જલ્વાગાહ ( પ્રકાશ-સ્થાન ) ન હોય.

ઇતિહાસ મુસલ્માનોની એ ચિત્રકળા માટે આશ્ચર્ય પામે છે કે, તેમણે "**નબૂવ્વતના ઇતિહાસ**" ને હુઝૂર (સલ૦) ના ૬૩ વર્ષના જીવનની એક **સંપૂર્ણ ફિલ્મ** બનાવી દીધો છે. પરંતુ એથી પણ વિશેષ આશ્ચર્યજનક બીના તો એ છે કે, તેમણે જેટલા પણ ચિત્રો દોર્યા છે, તે બધા ઇસ્લામના પયગમ્બરના હેતુ **અનુસારજ** દોર્યા છે. એ **જગતગુરૂનું** ફર્માન હતું કે "બલ્લિગૂ અન્ની" **અર્થાત** મ્હારાથી જે કાંઇ જુવો ( એટલે કે મ્હને જે કાંઈ કાર્ય કરતાં જુવો ) તે બીજાઓ સુધી પહોંચાડી દો. આ આજ્ઞાનું પરિણામ એ આવ્યું કે, જે માણસે એક વેળા પણ આપને જોઇ લીધા તે આપના પવિત્ર જીવન ચરિત્રનો પ્રચારક ( મુબલ્લિગ ) બની ગયો

જ્યારે હુઝૂરે ( સલ૦ ) પોતાના જીવનની છેલ્લી હજ પઢી, ત્યારે ( લગભગ ) **એક લાખ સહાબી** ઇસ્લામના ઝંડા તળે એકત્ર હતા, જેમાંના તેર હઝાર સહાબીયો સીરતે નબવી ( નબીના જીવન ચરિત્ર ) ના પ્રચારક હતા. એ બધાના જીવનના અહવાલો ઇતિહાસમાં લખાઈ ચુકેલા છે અને તે એટલાજ માટે કે, તેમણે જગત્-જીવન (સલ૦) સંબંધી એક કે વધુ વાકયો દુનિયા સ્હામે બયાન કર્યાં. આ તેર હઝાર નઝરે જોનાર ઇતિહાસકારો ઉપરાંત એવા બુઝુર્ગોની સંખ્યા પાંચ લાખની છે, જેમણે એ નઝરે જોનાર સહાબીયોને મોઢે સાંભળીને

અથવા સહાબીને મોઢે સાંભળનાર કોઇ માણસને મોઢે સાંભળીને રિવાયત કરી છે. એ પાંચ લાખ માણસોનું જીવન–વર્ણન પણ "અસ્માઉર્રિજાલ*" ના પુસ્તકોમાં સચવાયેલું છે, જે વિષે ડૉ. સ્પ્રિન્ગર લખે છે કે:—

"જગતમાં અગાઉ કોઇપણ એવી કોમ થઇ નથી તેમજ અત્યારે પણ નથી, જેણે મુસલમાનોની પેઠે "અસ્માઉર્રિજાલ" તૈયાર કરવાની શોધ કરી હોય, જેને પ્રતાપે આજે પાંચ લાખ માણસોનો અહેવાલ જાણી શકાય છે." (જુવો સીરતુન્નબીની પ્રસ્તાવના)

શું તે પવિત્ર જીવનની કોઇ પણ પળ દુનિયાની દ્રષ્ટિથી છુપી રહી શકે છે, જે હર ઘડી હઝારો મુસ્તાક (દર્શનાતુર) આંખો અને અમાનતદાર જીભો વચ્ચે ઘેરાયેલું હોય? એ કેટલું બધું કમાલ છે કે, જે માણસે તે જીવનસ્રોત (સલ૦) સંબંધી એક વાકય પણ ઉચ્ચાર્યું તેનુ નામ પણ કયામત સુધીને માટે ઇતિહાસ પટ ઉપર કોતરાઈ ગયું!!

હુઝૂર (સલ૦) ને પોતાના પવિત્ર જીવન ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. સહાબીયોને એવી આજ્ઞા અપાઈ હતી કે "જે લોકો મોજુદ છે, તેઓ હવે પછી આવનારાઓને મ્હારા અહેવાલથી જાણીતા કરે." પોતાની પત્નિઓને પણ આજ્ઞા કરી હતી કે "એકાંતમાં ઘરની અંદર મ્હારૂં જે કાંઈ વર્તન જુવો તે લગારે ન છુપાવતાં બેધડક કહી દો." અબ્દુલ્લાહ બિન ઉમર (રદી૦)ની એવી હાલત હતી કે, હુઝૂર (સલ૦) ની પવિત્ર જીભથી જે કાંઈ સાંભળતા હતા, તે લખી લેતા હતા. કુરૈશીયોએ મસ્લહત રૂપે એમ કરવાની તેમને

---

* "અસ્માઉર્રિજાલ" ના પુસ્તકોમાં જાણીતા પુરૂષોના ટુંક જીવનચરિત્રો રજુ કરવામાં આવે છે. યૂરોપે પણ ઇસ્લામીયોનું એ દિશામાં અનુકરણ કરી હવે એવા પુસ્તકો રચવા માંડયા છે, જેવાકે "Who's Who" વગયૂરા.

ના પાડી, પરંતુ હુઝૂરે (સલ૦) ફર્માવ્યું "અબ્દુલ્લાહ! તમે લખતા રહો. આ મ્હોંમાંથી જે કાંઈ નીકળે છે તે હક-સત્યજ નીકળે છે." એક સર્વથી પુરાણા પુસ્તક "શમાઇલે તિરમિઝી" એ હુઝૂર (સલ૦) ના નિત્યકર્મો અને ટેવો બયાન કરવા માટે જુદા જુદા પર (બાવન) પ્રકરણો કાયમ કર્યાં છે અને દરેક પ્રકરણમાં સહાબએ કિરામના અંગત અનુભવો એકત્ર કર્યા છે. એમાંના થોડાક પ્રકરણો નીચે પ્રમાણેના છે:—

**આં હઝરતના વાળ, કાંસકી, પાકેલા વાળ, ખિઝાબ, સુરમો (અંજન), મોઝા (મોજા), જોડા, અંગુઠી, પાઘડી, પાજામો, ચાલ, બેસવું, ઓશિકું અને પાથરણું, ઓશિકું મુકવું, પ્યાલો, શું શું પીતા હતા, કેવી રીતે પીતા હતા, સુગંધ, હજામત, રાતની વાતો, હાસ્ય. વગયરા.**

એ સમુદ્રના અગાધપણાનું કોણ માપ કાઢી શકે છે ? સહાબએ કિરામની હાલત એવી છે કે, તેમણે જે કાંઈ જોયું તે બધુંજ બયાન કરી દીધું, એ વાતની દરકાર પણ ન કરી કે, એ વાત કહેવા જેવી છે કે નહીં !! દાખલા તરીકે એક બુઝુર્ગવાર ફર્માવે છે કે "હુઝૂર [ સલ. ] નો હલીફ નામનો એક ઘોડો હતો તે અમારા બગીચામાં ચરતો હતો." બીજા ફર્માવે છે કે "હુઝૂર [ સલ. ] ના જોડામાં ચામડાની બે પટ્ટીઓ હતી." ત્રીજા ફર્માવે છે કે "મ્હેં જોયું કે હુઝૂર ( સલ. ) ડાબે પડખે ઓશિકું લગાવીને બેસતા હતા."

આ રિવાયતો જો કે ઝાહિરી દ્રષ્ટિએ ગમે તેટલી બીન ઝુરૂરી ( અનાવશ્યક ) જણાય, પરંતુ એજ રિવાયતોને લઇને ઇતિહાસના પાનાઓ પર હુઝૂર ( સલ. ) ના જીવન ચરિત્રનું ચિત્ર એટલું બધું સ્પષ્ટ રીતે અંકાયું છે કે, તેના એક એક વાળ ઉપર પણ કાળાશની છાયા સુદ્ધાં રહેવા પામી નથી.

## એહવાલોની સત્યતા.

"બલ્લિગૂ અન્ની" ( અર્થાત્ મ્હારાથી જે કાંઇ જુવો તે

બીજાઓ સુધી પહોંચાડી દો. ) ઉપરાંત હુઝૂર ( સલ. ) નો બીજો હુકમ એ હતો કેઃ—"જે માણસ જાણી જોઇને કોઇ જુઠી વાત મ્હારા તરફ જોડી કાઢશે તેનું સ્થાન દોઝખ છે."

આ ફર્માનનું પરિણામ એ આવ્યું કે રસૂલુલ્લાહ ( સલ. ) ના મુહદ્દિસો જગત્ ભરના ઇતિહાસકારોમાં સૌથી વધુ સત્યવાદી અને અમાનતદાર બની ગયા. સાધારણ ઇતિહાસકારોની હાલત એ છે કે, તેઓ જ્યારે આવા મહત્વના અને મહાન બનાવો પણ વર્ણવે છે, જેની અસર કોઇ વ્યક્તિ અથવા કોમની આબરૂ અને નેકનામી સાથે કયામત સુધી કાયમ રહેનારી હોય, છતાં પણ તેઓ પોતાના બયાનની સત્યતા માટે કોઇ પણ ભરોસાપાત્ર સાક્ષી રજુ કરતા નથી અને સમય વીતતાં એમના એવા લખાણો પણ એક સનદવાળા ઇતિહાસ રૂપે બની જાય છે.

પરંતુ મુહદ્દિસીનની હાલત એ છે કે, જો તેમણે માત્ર એટલું પણ બયાન કર્યું છે કે "રસૂલુલ્લાહ ( સલ. ) ના જોડામાં ચામડાની બે પટ્ટીયો હતી" તો એ બયાનના પુરાવા રૂપે પણ તેમણે અનેક ગવાહોની સાક્ષીઓ રજુ કરી છે, અને પછી તે દરેક ગવાહ વિષે પણ સંપૂર્ણ ખુલાસો કરી દીધો છે કે તે કોણ હતો, તેની ચાલચલગત, સ્મરણ શક્તિ, વય, શિક્ષણ, સત્યવાદ અને નીતિ કેવા પ્રકારની હતી અને અસલ બનાવ સાથે તેનો શો સંબંધ હતો ? આ બાબતમાં જો એક માણસ વિષે પણ તેમને વ્હેમ પડ્યો તો તેમણે એ બયાનને રદ કરી દીધો. મુહદ્દિસોએ જે કેટલીક સાવચેતીઓ આ વિષયમાં ઉપયોગમાં લીધી હતી તે નીચે પ્રમાણે છેઃ—

૧. અબ્દુલ્લાહ બિન મસઊદ જ્યારે રિવાયત કરતા, ત્યારે કદિ પણ એવું કહેતા નહીં કે હુઝૂરે ( સલ. ) આવી રીતે ફર્માવ્યું છે. એક દિવસે એમને મોઢે એવું વાક્ય નીકળી ગયું. પછી શું હતું ? તરતજ આશ્ચર્યચકિત્ થઇ ગયા, માથું નમી ગયું, આંખોમાં અશ્રુ ભરાઈ આવ્યાં, પહેરણના બટન ખુલ્લા હતા, ગળાની નસો ફુલી ગઇ હતી, ઉભા હતા અને કહેતા હતા. કે "હુઝૂરે ( સલ. ) આવી રીતે

ફર્માવ્યું છે અથવા તો આવી રીતે અને આથી કાંઇક વિશેષ અથવા કાંઇક ઓછું."

૨—ઇમામ વકી'ના પિતા સરકારી ખઝાનચી હતા. તે જ્યારે કોઇ રિવાયત કરતા ત્યારે ઇમામ સાહબ પોતાના પિતાની વાત ઉપર પણ વિશ્વાસ રાખી ન લેતાં એ વાતની સાબિતી બીજા લોકો પાસેથી પણ મેળવતા.

સારાંશ એ કે "બલ્લિગૂ અન્ની"નું પરિણામ એ આવ્યું કે સૈયિદે આલમ–જગતના સરદાર–(સલ.) ના જીવનની એક એક પળનું ચિત્ર પણ પુસ્તકોમાં ચિત્રાઇ ચુકયું છે અને "મ્હારા સંબંધી જુઠી રિવાયત કરનાર દોઝખી છે" એ ફર્માનની એ અસર થઇ કે, સહાબા (રદિ.) ની જીભે રસૂલુલ્લાહ (સલ.) ના જીવન ચરિત્ર સંબંધી નીકળેલા જેટલા શબ્દો હતા, તે માત્ર શબ્દો ન હતા; બલ્કે બનાવોના જીવંત અને બોલતા ચાલતા ચિત્રો હતા. જ્યારે આવી રીતે સઘળી બાબતો ખુલાસાવાર અને પ્રમાણ સહિત સત્ય તરીકે એકત્ર થઇ ગઇ, એટલે આખા જગતની કલમો એ તહકીક (સત્યની શોધ) નો તવાફ (પ્રદક્ષિણા) કરવાને નીકળી પડી અને જગત્ ભરના સત્ય શોધકો અને ઇતિહાસકારો ચોતરફથી ઉભરાઇ આવ્યા અને તે રિસાલતના ચંદ્ર (સલ.) ની ચોગરદમ તારલાઓની ઠઠ જામી ગઇ. પ્રત્યેક ભાષામાં હુઝૂર [સલ.]નું જીવનચરિત્ર રજુ કરનાર પુસ્તકો લખાવા માંડયાં. દમિશ્કના "અલ–મુક્તબિસ" પેપરે જે યાદી પ્રગટ કરી છે, તે ઉપરથી જણાઇ આવે છે કે, માત્ર યૂરોપની ભિન્ન ભિન્ન ભાષાઓમાં રસૂલુલ્લાહ (સલ.) ના જીવન ચરિત્રને લગતા જે પુસ્તકો પ્રગટ થયા છે, તેમની સંખ્યા દોઢ બે હઝારથી ઓછી નથી. **પ્રોફેસર માર્ગુલીસ** જેવા વિરોધીયો પણ જ્યારે આ અગાધ સમુદ્રમાં ઝંપલાવે છે, ત્યારે અનાયાસે પોકારી ઉઠે છે કેઃ—

**"મુહમ્મદ (સલ૦) નું જીવન ચરિત્ર લખનારાઓનો એક લાંબો સિલ્સિલો છે, જે સમાપ્ત થવો સંભવિત નથી, બલ્કે**

**એમાં સ્થાન મેળવવું આશ્ચર્યમય છે.” (જુવો માર્ગ્યુલીસકૃત “મુહમ્મદ” પાને ૧.)**

**જોન ડેવનપોર્ટ**ના શબ્દો નીચે પ્રમાણે છે:—

**“એમાં લગારે સંદેહ નથી કે સર્વ લેખકો અને વિજેતાઓમાં એવો એક પણ નથી જેનું જીવન ચરિત્ર મુહમ્મદ (સલ૦) ના જીવનચરિત્ર કરતાં વધુ વિસ્તૃત ખુલાસાવાર અને સાચું હોય.” (જુવો “ઍપૉલોજી ફૉર મુહમ્મદ ઍન્ડ ધી કુર્આન)**

**રેવરન્ડ બૉસ્વર્થ સ્મિથે** “મુહમ્મદ ઍન્ડ મેહોમેડનીઝમ” માં ઝરતસ્ત (જરથોસ્ત), કન્ફ્યુશસ, સોલન, બુકરાત, મૂસા, ઇસા અને બુદ્ધ (અલ૦) ના જીવન ઉપર પડેલ અંધકાર રૂપી આચ્છાદન માટે શોક પ્રદર્શિત કર્યો છે અને પછી લખ્યું છે કે:—

**“પરંતુ ઈસ્લામ!! એમાં દરેક વસ્તુ મુમ્તાઝ (શ્રેષ્ઠ-ઉત્તમ) છે. એમાં ઝાંખાપણું કે ભેદ જેવું કાંઈજ નથી. અમે ઇતિહાસ ધરાવીએ છીયે,, કોઈ માણસ અહિંયાં પોતે પણ છેતરાય એમ નથી તેમજ બીજાઓને પણ છેતરી શકતો નથી...અહિંયાં તો મધ્યાન્હ કાળ જેવો પ્રકાશ છે જે દરેક વસ્તુ પર પડે છે અને બધા સુધી પહોંચે છે.”**

આ બધા સંસ્કૃતિ અને સભ્યતાના ઉસ્તાદોના એકરાર છે અને તે પણ એવા માણસ માટે કે જે, અભણ હતો. અલ્લાહુમ્મા સલ્લિ અલા મુહંમદિંવ વ અલા આલિ મુહંમદિંવ વ બારિક વ સલ્લમ.

## નબવી નીતિ.

સરવરે આલમ-જગનેતા-(સલ.) ના જીવનનો સૌથી મહત્વનો ગુણ ખુદાની ઇબાદત છે. રાત્રિ દિવસમાં એવી એક પળ વીતવા પામતી ન હતી, જેમાં હુઝૂર (સલ૦) નાં અંતઃકરણ અને જીભ ખુદાની યાદથી અળગા રહ્યાં હોય. આપ આઠ વેળા નમાઝ પઢતા હતા, અનેક વેળા આખી આખી રાત ખુદાપાકની રૂબરૂ ઉભા રહેતા જેને લીધે પગે સોજા પણ ચઢી જતા; છતાં ખુદાની તાબેદારી અને પ્રેમની ધગશ ઓછી થવા પામતી ન હતી.

૧૧ ૧૪૮૪૯

ખુદાની ઇબાદતથી જે સમય બચવા પામતો તે જગતજનોની સેવામાં વ્યતિત થતો. પોતાનું દરેક પ્રકારનું કામ પોતાને હાથેજ કરી લેતા, ઢોરોને ચાર નાંખતા, બકરીયોનું દુધ દોહતા, કપડાં ધોતા અને તેમાં પોતાને હાથેજ થીંગડાં પણ લગાવી લેતા, જોડા ફાટી જાય તો હાથેજ સીવી લેતા અને કોઈ કોઇ વેળા ઘરમાં વાસીદું પણ વાળતા હતા. જ્યારે **મસ્જીદે નબવી** ચણાવા લાગી ત્યારે એ જગનરેશ (પસ૦) પણ મઝદૂરો–મજુરો–માં શામિલ હતા, માટી ખોદીને ગારો તૈયાર કરતા. એટલા બધા વઝનદાર પત્થર ઉંચકી લાવતા કે. તેમના બોજાથી કમર લચકાઇ જતી. સહાબા અર્ઝ કરતા હતા કે "અમારા માતપિતા તમપરથી કુર્બાન થાય, તમે આ કામ મૂકી દો, અમો ઉપાડીશું." ત્યારે આપ ફર્માવતા "બહુ સારૂં." પરંતુ થોડીજ વારમાં પાછા પત્થર ઉપાડીને મઝદૂરો સાથે ભળી જતા. જ્યારે મઝદૂરો થાક દૂર કરવા માટે ઉત્સાહ–ગીત ગાતા ત્યારે આપ પણ તેમની સાથે સાદ મેળવતા.

હુઝૂર (સલ૦) ઘણે ભાગે ચુપજ રહેતા, અગત્ય વિના કદિ વાત ન કરતા, વાતચીત એટલી બધી ટુંકી, મીઠી અને વિસ્તૃત ભાવાર્થવાળી કરતા, જે માનવ હૃદયને વશ કરી લેતી. શત્રુઓએ તેનું નામ "જાદુ" પાડયું હતું. સંભાપણ એવો સંબંધ જાળવીને કરતા કે સહાબીયો એક એક વાક્ય આંગળીયોને વેઢે ગણી લેતા. વાઅઝ ઉપદેશ કોઇ કોઇ વારજ કરતા.

ગમે તેવો હલકા દર્જાનો માણસ આપને બોલાવતો ત્યારે તેના જવાબમાં હમેશા "લબ્બૅક (અર્થાત હાઝિર થયો) ફર્માવતા. સાધારણ સાધારણ વાત માટે પણ પોતાના સાથીયોનો આભાર માનતા. કદિ પણ અયોગ્ય કે દુઃખજનક વાત જીભ પર ન લાવતા. એક માણસે પૂછયું "યા રસુલુલ્લાહ ! મ્હારે માટે વધુ નુકસાનકર્તા–ભયંકર વસ્તુ કઇ છે ?" હુઝૂરે (સલ૦) પોતાની જીભ ઝાલી અને પછી ફર્માવ્યું "આ." આપે ફર્માવ્યું છે કે, સ્હવારમાં જ્યારે માણસ ઉંઘમાંથી ઉઠે છે, ત્યારે શરીરના સર્વ અવયવો જીભને દરખાસ્ત કરે છે કે "ખુદાથી

ડરજે, અમે તારી સાથે છીયે; જો તું સીધી રહેશે તો અમે પણ સલામત છીયે અને જો તું બદલી જશે તો અમે પણ બર્બાદ થઈ જઇશું."

સૈયિદે આલમ (સલ૦) નું સામાજિક વર્તન પણ અત્યંત ઉત્તમ પ્રકારનું હતું. આપ ગરીબો સાથે બેસીને ખુશ થતા. દરેક અદના કે આ'લાને પોતેજ પહેલાં સલામ કરતા. જો કોઇ સાથે ચાલતું તો તેના હાથમાં હાથ આપીને ચાલતા. બાળકોની પાસેથી નીકળતા તો તેમને પણ પોતેજ પહેલાં સલામ કરતા, મુસાફહા (હસ્તમેળાપ) માટે પહેલાં હાથ આગળ ધરતા. કોઇ વસ્તુ ગમે તેટલી થોડી હોય, છતાં ખાવામાં સૌ સાથીયોને શામિલ કરતા. ઘોડા પર સ્વાર થતા ત્યારે બીજા પણ કોઇને પાછળ બેસાડી લેતા. ગમે તેવી સાધારણ સ્થિતિનો માણસ જમવાનું આમંત્રણ આપે તો આપ ખુશીથી તે સ્વિકારી લેતા હતા. જે કાંઈ સ્હામે આવતું તે આનંદ-ભેર જમી લેતા. સ્હવારના ભોજનમાંથી સ્હાંજને માટે બાકી રહેવા દેતા ન હતા. આપના હાથ અને જીભથી કોઇને દુ:ખ પહોંચતું ન હતું. કોઇ અણગમતું કામ કોઇનાથી થઇ જતું તો હમેશા દરગુઝર કરતા અને આંખ આડા કાન કરી લેતા. ખ્રિસ્તીયો અને યહૂદીયો પણ જો કાંઇ ભેટ મોકલતા તો તે સ્વિકારી લેતા અને પોતે પણ તેમને ભેટ મોકલાવતા. જો કોઈ માણુસ મળવા આવ્યો હોય અને હુઝૂર ( સલ. ) ને નમાઝ પઢવાની હોય તો તેવા પ્રસંગે નમાઝમાં વધુ વાર લગાડતા ન હતા. પરોણાઓની સેવા કરતા અને તેમને બેસવા માટે પોતાની ચાદર પાથરી દેતા.

નોકરને પણ કામમાં મદદ આપતા, બઝારમાંથી પોતાની તેમજ પારકાઓની વસ્તુ પોતે ખરીદ કરતા અને પોતેજ ઉપાડી પણ લાવતા. એક દિવસે કોઇ માણુસની સાથે જંગલમાં ગયા અને ઝમીન ખોદીને તેમાંથી બે દાતણ કાઢયા જેમાંનું એક સીધું અને એક વાંકું હતું. હુઝૂરે ( સલ. ) વાંકું દાતણ પોતે રાખી લીધું અને સીધું પેલા માણુસને આપ્યું. તેણે કહ્યું "સારૂં સીધું દાતણ આપ રાખો."

આપે ફર્માવ્યું " ના, જો કોઈ માણસ એક પળ માટે પણ કોઇની સાથે રહે તો કયામતને દિવસે તેને પૂછવામાં આવશે કે, સંગાથ રહેવાનો હક બજાવ્યો હતો કે નહીં ?!"

એક ગરીબ માણસ " મસ્જિદે નબવી "માંથી હમેશા વાસીદું વાળતો હતો. એક વેળા તે માંદો પડ્યો એટલે આપ અનેકવાર તેને જોવા માટે તેને ઘેર પધાર્યા. એ માણસ અડધી રાતે મરણ પામ્યો અને તરત તેને દફનાવી દેવામાં પણ આવ્યો. જ્યારે સવારે આપને એ વાતની જાણ થઇ, ત્યારે બહુ ગુસ્સે થયા અને પછી તેની કબ્ર ઉપર પધારીને જનાઝાની નમાઝ પઢી.

અનસ બિન માલિક ( રદી. ) ફર્માવે છે કે " મ્હેં બરાબર દસ વર્ષ સુધી હુઝૂર ( સલ. ) ની સેવા ચાકરી કરી, પરંતુ એ અરસા વચ્ચે આપે મ્હને કદિ ઉફ સુદ્ધાં નથી કહ્યું."

**ગૃહજીવન.**

આપની ખાનગી ઝિમ્મેદારીયો પણ ઘણીજ હતી. ધન દૌલતથી સંપૂર્ણ અસહકાર રાખ્યા છતાં નવ પત્નિઓને જીવનોપયોગી વસ્તુઓ પુરી પાડવી એ જગત્ ભરની વ્યવસ્થા જાળવવાથી પણ અધિક કઠિન કાર્ય છે. સલ્તનત ચલાવવામાં ક્રોધથી પણ કામ લેવામાં આવે છે, પરંતુ અહિંયાં તો એ પણ નથી. વળી ઇન્સાફ અને સેવાનો આદર્શ પણ ઘણો ઉચ્ચ હતો. ફર્માવતા કે " કોઇ માણસ પોતાના કુટુંબ પરિવાર સાથે જેટલા પ્રમાણમાં સારી રીતે વર્તતો હોય તેટલાજ પ્રમાણમાં તે સારો છે અને હું મ્હારા કુટુંબ પરિવારના હકમાં બેહતર છું."

હ૦ બીબી સફીયા [ રદી. ] જ્યારે ઉંટપર સ્વાર થતાં ત્યારે આપ ( સલ. ) પોતાનું ગુંઠણ આગળ ધરતા જેની ઉપર પગ મૂકીને સ્હેલાઇથી તે ઉંટપર સ્વાર થઇ જતાં. એક પ્રસંગે ઉંટનો પગ લપસી જતાં હુઝૂર [ સલ. ] અને સફીયા ( રદી૦ ) બન્ને પડી ગયા. અબૂતલ્હા ( રદી. ) હુઝૂર [ સલ. ] તરફ બચાવવા માટે દોડયા, ત્યારે આપે ફર્માવ્યું કે " ના, પ્રથમ સ્ત્રીજાતિની ખબર લો." ( અર્થાત્ પ્રથમ સ્ત્રીજાતિને બચાવો. )

એક વેળા હ૦ બીબી આઇશા (રદી૦) સાથે અન્ય બીબીયોનો કોઇ વાત પર ઝઘડો થઇ ગયો, જેમાં બીબી આઇશા સત્ય પર હતાં. હુઝૂર (સલ૦) ઘરમાં પધાર્યા અને ચુપચુપ નિષ્પક્ષી બનીને બેઠા. જ્યારે અન્ય બીબીયોએ વધુ પડતું બોલવા માંડયું એટલે બીબી આઇશા (રદી૦) એ પણ જવાબ દેવા માંડયા. થોડીવારે ઝગડો શાંત પડયો એટલે હુઝૂર (સલ૦) બીબી આઇશાના રૂમમાં પધાર્યા અને ફર્માવ્યું "આઇશા! તમે હકપર હતાં એટલે જ્યાં સુધી તમો ચુપ રહ્યાં ત્યાં સુધી ખુદાના ફિરિશ્તા દરેક વાતમાં તમારી તરફથી જવાબ દેતા હતા, પણ જ્યારે તમે પોતે બોલવા માંડયું એટલે તેઓ તમારાથી અળગા થઇ ગયા."

હુઝૂર (સલ૦) પોતાની પવિત્ર પત્નિઓને ત્યાં વારાફરતી રાતવાસો કરતા હતા, તે પણ એટલી પાબંદીથી કે મુસાફરી વેળા પણ એ નિયમ જાળવી રાખતા, એટલુંજ નહીં, બલ્કે મૃત્યુ–માંદગી પ્રસંગે પણ એ નિયમનો ભંગ થવા ન દીધો. આપ હાલી ચાલી શકતા ન હતા તો પણ બીજાઓને ખભે હાથ મૂકી, પગ ઘસડીને પણ ક્રમવાર એક એક પત્નિને ત્યાં જતા. જ્યારે સૌ બીબીયોએ મળીને હુઝૂર (સલ૦) ને એટલી બધી તકલીફ નહીં વેઠવાની અર્ઝ કરી ત્યારેજ આપે એ નિયમ પડતો મૂકયો અને બીબી આઇશા (રદી૦) ના ઘરમાંજ રહેવા માંડયું.

એક વેળા મદીના મુનવ્વરામાં હબ્શીયો (સીધીયા) આવ્યા અને તેમને મસ્જિદે નબવીમાં તલ્વારની પટાબાઝીનું કામ બતાવવાની આજ્ઞા મળી, ત્યારે હુઝૂરે (સલ૦) બીબી આઇશા (રદી૦) ને પણ એ તમાશો જોવા પ્રેર્યાં અને અને પર્દાની મર્યાદા જાળવવા માટે પોતે બારણા આગળ ઉભા રહ્યા અને જ્યાંસુધી બીબી આઇશા (રદી૦) તમાશો જોવાથી ન થાકયાં ત્યાંસુધી આપ ત્યાં ઉભાજ રહ્યા.

એક વેળા મુસાફરીમાં આપે બીબી આઇશા (રદી૦) સાથે દોડવાની શરત લગાવી ત્યારે બીબી આઇશા આગળ નીકળી ગયાં. થોડાંક વર્ષો પછી વળી પાછી શરત લગાવી અને આ વેળા હુઝૂરક

સ્વાર–હુઝૂર (સલ્લ૦) આગળ નીકળી ગયા અને ફરમાવ્યું " આઇશા ! હવે બદલો વળ્યો ? "

આપે બીબી ખદીજા સાથે ૨૫ વર્ષ સુધી જીવન ગાળ્યું. મદીના મુનવ્વરામાં જ્યારે તેમની વાત નીકળતી, ત્યારે આપની આંખોમાં ઝળઝળીયાં આવી જતાં. એક પ્રસંગે એમનાં બ્હેન મળવા આવ્યાં ત્યારે ઝટ ઉઠીને આપે બારણું ઉઘાડયું અને ઘણા પ્રેમપૂર્વક સત્કાર કર્યો. જ્યારે બહારથી કોઇ ભેટ આવતી ત્યારે તેમાંથી આપ બીબી ખદીજાની સાહેલીયોને પણ ભાગ આપતા, અને જીવનની છેલ્લી ઘડી સુધી એવીજ રીતે પ્રેમની યાદ જાળવી રાખી.

આપ બીબી ફાતિમા (હુઝૂરનાં પુત્રી) ને ચુમતા, ખોળામાં ઉપાડી લેતા. પોતાના નવાસા દૌહિત્ર ઇમામ હુસેન [રદી૦] ને પીઠ પર અને ખભે બેસાડતા. એક વેળા આપની નવાસી (દૌહિત્રી) જીવનના અંતિમ શ્વાસ લઇ રહી હતી, આપ પધાર્યા, બાળકીને ખોળામાં ઉપાડી લીધી અને આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. સા'દ (રદી૦) એ પૂછ્યું " હે અલ્લાહના રસૂલ ! આ શું ? " આપે ફરમાવ્યું " સા'દ ! આનું નામ રહમદિલી છે, જે ખુદા પોતાના બંદાઓના અંતઃકરણમાં ઉત્પન્ન કરે છે. તે એજ બંદાઓ ઉપર રહમ ( દયા ) કરે છે જેઓ રહમદિલ [ દયાળુ અંતરવાળા ] હોય છે. "

**સાધુતા અને પવિત્રતા.**

હુઝૂર ( સલ્લ. ) ઘણા સ્વરૂપવાન અને બળવાન જવાન હતા, છતાં એમની સાધુતા અને સાદાઇ એટલા બધા વિશેષ પ્રમાણમાં હતી કે, જીવનની છેલ્લી ઘડી સુધી સ્વરૂપ અને સૌંદર્યમાં લગારે ફેર પડવા પામ્યો ન હતો. જવાનીમાંજ નહીં, બલ્કે વૃદ્ધાવસ્થામાં પણ ઘણાજ ઓછા ભાગે માંદગી ભોગવી છે. ત્રેસઠ ( ૬૩ ) વર્ષનું આયુષ્ય થયું, છતાં માત્ર કાનની પાસે થોડાક વાળ સુફેદ થવા પામ્યા હતા. બાળ વયથી માંડીને વફાત સુધી કદિ પણ અયોગ્ય રમતો કે વિલાસી તમાશાઓમાં ભાગ ન લીધો. કાફિરોએ જો કે આપને **સાહિર** ( જાદુગર ), **શાઇર** ( કવિ ) અને **મજનું** ( પાગલ )

ના વિશેષણો લગાડયા; પરંતુ આપના આચરણો વિરૂદ્ધ એક શબ્દ પણ બોલી ન શકયા અને આપ હમેશા પોતાના પવિત્ર અને નિષ્કલંક જીવનને પોતાના નબી હોવાની સાબિતી તરીકે રજુ કરતા રહ્યાઃ—" હે કુરૈશીયો ! મ્હારૂં આખું જીવન તમારી નઝરો સમક્ષ છે, શું તમે એની ઉપર ધ્યાન નથી આપતા ?"

આપ ( સલ૦ )ના કાકા **અબૂ તાલિબ** આપના બાળપણ વિષે કહે છે કે:—" મ્હેં એવું કદિપણ નથી જોયું કે આપે [સલ૦] ન્હાનપણમાં કદિયે અસત્ય ઉચ્ચાર્યું હોય, હંસી ઉડાવી હોય, જહાલત [અજ્ઞાનતા] કરી હોય અથવા અન્ય બાળકો સાથે ભટકયા હોય."

અબૂ તાલિબની દાસી જણાવે છે કે:– " આપે ઘરમાં ખાવાને માટે કદિપણ હાથ પ્રસાર્યો નથી, જ્યારે પણ ખાવાનું આપવામાં આવે ત્યારે ખાઇ લેતા."

આપ કુમારિકાઓ કરતાં પણ વિશેષ લજ્જાવાન હતા. જ્યારે કા'બાનું સમારકામ થયું, ત્યારે આપની વય ઘણી ન્હાની હતી અને ઉઘાડે શરીરે પત્થર ઉપાડતા હતા. આપના કાકા **અબ્બાસે** કહ્યું " તેહબંદ–લુંગી–ઉતારી નાંખીને કાંધે મૂકો." તેહબંદ ઉતારતાંજ હુઝૂર ( સલ૦ ) બેભાન જેવા થઇ ગયા, આંખો ટરી ગઈ, ભૂમિપર પડી ગયા અને એવીજ હાલતમાં આપે પાછું તેહબંદ વીંટી લીધું. થોડીવારે બેભાનાવસ્થા દુર થતાં પાછા પત્થર ઉપાડવા લાગ્યા.

કુરૈશના સરદારોએ અરબસ્તાનની સર્વથી સુંદર સ્ત્રીઓ, ધન દૌલત, તખ્ત અને તાજ આપની સેવામાં રજુ કર્યા; જેથી, આપ (સલ૦) મૂર્તિઓની માન્યતાનું ખંડન ન કરે; પરંતુ આપે એ વસ્તુઓ સ્વિકારી પોતાના ખુદાઈ મિશનને ત્યાગવાની ચોખ્ખી ના પાડી.

આપે પચીસ વર્ષની વયે હ૦ બીબી ખદીજા [ રદી૦ ] સાથે લગ્ન કર્યાં જે વિધવા હતાં, જેમના પ્રથમના બે પતિ મરણ પામ્યા હતા અને ચાલીસ વર્ષની વય હતી. આખી જુવાની અને થોડુંક

ઘડપણ [૫૦ વર્ષનું આયુષ્ય થયું ત્યાંસુધી] બીબી ખદીજાની વફાત થતાં સુધી માત્ર એમનીજ સાથે ગાળ્યાં. અને તે પછી સમયોચિત જેટલાં લગ્ન કર્યાં એમાં બીબી આઇશા [રદી૦] સિવાય સૌ સ્ત્રીઓ કાંતો વિધવા હતી, કાંતો તેમના પતિએ તેમને તલાક આપેલી હતી અને કાંતો વૃદ્ધ હતી.

**સાધુતા અને સંતોષ**

ત્રિલોકના શહેનશાહ [સલ૦] જવની રોટલી આરોગતા હતા. ઘરમાં ચારણી ન હતી એટલે ફુંકો વડે ભુસું ઉડાવવામાં આવતું હતું. કેટલીક વેળા મહીના મહીના સુધી ચુલ્હામાં દેવતા સળગતો ન હતો અને રસૂલ [સલ૦] નું કુટુંબ પાણી તથા ખજુર ઉપરજ દિવસો ગાળતું. બીબી આઇશા સિદ્દીકા [રદી૦] ફર્માવે છે કે "હુઝૂરે [સલ૦] મદીના શરીફમાં જેટલો સમય વસવાટ કર્યો, તે સમય દર્મિયાન લાગલાગટ ત્રણ દિવસ સુધી કદિપણ પેટ ભરીને રોટલી ખાધી નથી." અનેકવાર સહાબએ કિરામે જોયું કે હુઝૂર [સલ૦] ના પેટ ઉપર પત્થર બાંધેલા હતા. આપે [સલ૦] કોઇપણ પ્રકારના પકવાનની કદિ અવગણના કરી નથી, જે કાંઇ મોજૂદ હોય તે ખુશીની સાથે આરોગી લેતા.

હમેશા સાદો અને મઝબૂત પોષાક પહેરતા હતા. આપે ફર્માવ્યું છે કે "મનુષ્યનો ઉત્તમ પોષાક પરહેઝગારી પવિત્રતા—છે." રાત્રે ચામડાના ગોદડા પર સુઇ રહેતા જેમાં ખજુરની છાલ ભરવામાં આવતી હતી. કયારેક ટાટના કકડાને ડબલ કરીને પાથરતા હતા. એક રાત્રે બીબી આઇશા [રદી૦] એ એ ટાટના કકડાના ચાર પડ વાળીને પાથર્યું, એટલે સ્હવારે આપે ઉઠીને ફર્માવ્યું કે "આ ચાર પડ મ્હને રાત્રે જાગરણ કરવાથી મહરૂમ રાખે છે [અર્થાત ઉંઘ આવી જાય છે], હવેથી એને પહેલાંની પેઠે માત્ર ડબલ વાળીનેજ પાથરવું."

તે જગત–ઉપકારક (સલ૦) જે મકાનમાં રહેતા હતા, તેની ભીંતો કાચી હતી, ખજુરના થડીયા અને ઉંટના વાળોનું છાપરૂં

હતું. હ૦ ઉમર (રદી૦) કરતાં વધુ સાધુતા અને સંતોષ કોનામાં હશે ? પરંતુ તે પણ એ જગત સુધારક [સલ૦] ની વૈરાગ્યવૃત્તિને દેખીને રડી પડયા. એક પ્રસંગે તેમને હ૦ રસૂલુલ્લાહ [સલ૦] ના મકાનમાં પ્રવેશ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, ત્યારે જોયું કે એ સાહિબે મે'રાજ [સલ૦] એક પાથરણા વિનાના ખાટલામાં સુતા છે, પવિત્ર શરીરમાં દોરીયો પેસી ગઇ છે. ઘરના એક ખૂણામાં થોડાક જવ પડયા છે અને એક ખીંટીયે એક જાનવરનું ચામડું લટકેલું છે. બસ, તે જગત-સરદારના ઘરનું આટલુંજ રાચરચીલું હતું. આ સ્થિતિ જોઇ ફારૂકે આ'ઝમ (રદી૦) રડવા લાગ્યા. હુઝૂરે ફર્માવ્યું "ઉમર ! શું તમે એ વાત પર રાઝી નથી કે કયસર અને કિસરાને માટે માત્ર થોડાકજ દિવસ ઍશઆરામ ભોગવવાનું હોય અને આપણને નિત્યની રાહત અને આરામ બખ્શવામાં આવે ? !"

બીબી ફાતિમા (રદી૦) ઘંટી દળતાં હતાં, પાણીની મશક ઉપાડતાં હતાં. એક દિવસે તેમના મનને ઓછું લાગ્યું એટલે મસ્જિદમાં પધાર્યાં અને હુઝૂર (સલ૦) પાસે એક લોંડીની માંગણી કરી. આપે ફર્માવ્યું "પુત્રી તમારો પિતા હજી બદર [ના યુદ્ધ] ના અનાથો અને સુફ્ફાના ગરીબોથી પરવાર્યો નથી ! !"

એક વેળા એક સવાલ કરનાર [ભિક્ષુક] આવ્યો, દયાસાગરે (સલ૦) સર્વ પવિત્ર બીબીઓને કહેવડાવ્યું, પરંતુ કોઇપણ ઘરમાં પાણી સિવાય કાંઇજ ન હતું.

એક સહાબીએ સવાલ કર્યો ( ભિક્ષા માંગી ) એટલે હુઝૂરે (સલ૦) બીબી આઇશા [રદી૦] પાસેથી લોટની ટોપલી તેને અપાવી દીધી અને પોતે બાલબચ્ચાઓ સહિત ભૂખ્યાજ સૂઇ રહ્યા.

એક દિવસે બીબી ફાતિમા (રદી૦) ના ગળામાં આપે સોનાની સાંકળ જોઇ એટલે ફર્માવ્યું કે "મુહમ્મદની પુત્રીના ગળામાં અગ્નિનો તૉક હોય એ ન શોભે. "પિતૃવત્સલ આજ્ઞાંકિત પુત્રીએ એજ વેળા સાંકળ વેચી નાખી અને તે પૈસા વડે એક ગુલામ ખરીદ કરીને આઝાદ (મુક્ત) કરી દીધો.

સ. હી ૯ માં હરમે નબવીમાં ગુજરાન માટે કાંઇ વધુ રકમ મેળવવા માટેની ચર્ચા ચાલી અને હુઝૂર (સલ૦) ની અત્યંત વ્હાલી પત્નિઓએ એકત્ર થઇને સાધુતા અને સંતોષની સાથે સાથે થોડાક વૈભવો પણ ભોગવવામાં આવે એ માટે આગ્રહ શુરૂ કર્યો, જેથી હુઝૂર (સલ૦) ઘણા ગમગીન થયા અને એક મહીના સુધી ઘરથી અલગ થઈ ગયા. છેવટે આ આયત નાઝિલ થઇઃ—

**"હે, પયગમ્બર! તમારી પત્નિઓને કહી દો કે, જો તમે દુનિયવી જીવન અને તેના શણગારોને ચાહો છો તો આવો, હું તમને વિદાય કરવાના વસ્ત્રો આપીને સારી રીતે વિદાય કરી દઉં અને જો અલ્લાહ અને રસૂલ તથા અબદી (અનંત) જીવનને ચાહતા હો તો સદ્‌કર્મ કરનારાઓને માટે ખુદાને ત્યાં ઉત્તમોત્તમ મ્હોટા મ્હોટા બદલા મૌજૂદ છે."–( કુર્આન )**

જ્યારે આ હુકમ રસૂલુલ્લાહ (સલ૦) ની પવિત્ર પત્નિઓએ સાંભળ્યો એટલે સૌએ રાઝી ખુશીથી પરલોકની દૌલત કુબૂલ કરી લીધી.

**દયા દાન**

ઉમ્મત ( અનુયાયી મંડળ ) ઉપર ઝકાત ( માલનો ચાલીસમો ભાગ ) ફર્ઝ હતી, પરંતુ આપે પોતે તો પોતાનું સર્વસ્વ ખુદાની રાહમાં કુર્બાન કરી દીધું હતું. આપ કોઇ ભિક્ષુકને ખાલી હાથે જવા ન દેતા, બલ્કે આખા જીવનમાં કદિ કોઇને ના પાડીજ નથી. વળી એવો હુકુમ બ્હાર પાડી દીધો હતો કે, જે મુસલમાન મરી જાય તેનું કર્ઝ ( કરજ–દેવું ) હું પતવીશ, જો તેણે પાછળ માલ-મતા મૂકી હોય તો તે તેના વારસોમાં વ્હેંચી દેવામાં આવે.

એક પ્રસંગે બેહરૅનથી ખિરાજની રકમ આવી, મસ્જિદના સહેનમાં સોના ચાંદીનો ઢગ લાગી ગયો. હુઝૂર (સલ૦) સ્હવારની નમાઝ માટે પધાર્યા. સહાબા ફર્માવે છે કે આપે તે ઢગલા તરફ દ્રષ્ટિપાત પણ ન કર્યો. નમાઝથી પરવારીને તે ઢગ પાસે આવીને

બેઠા અને લોકોને વ્હેંચવા લાગ્યા અને થોડીવારમાં તો કપડાં ઝાટકીને ઉભા થઇ ગયા.

એક વેળા ફિદકથી અનાજના ચાર ઉંટ આવ્યા, પણ કોઇ લેનાર બાકી ન હોવાથી સ્હાંજ સુધીમાં પણ અનાજ ન વ્હેંચાયું. જ્યારે એ વાતની હુઝૂરને ખબર પડી એટલે આપે કહેવડાવ્યું કે "જ્યાંસુધી આ દુનિયવી માલ ઘરમાં છે ત્યાંસુધી હું ઘરમાં નથી જઇ સકતો." અને આપે તે રાત મસ્જિદમાં જ વીતાડી. સ્હવારે બિલાલે (રદી૦) ખબર આપી કે "હુઝૂર ! તે મામલો પુરો થયો છે." ત્યારે આપે ખુદાનો ઉપકાર માન્યો અને ઘેર પધાર્યા.

એક વેળા અસ્રની નમાઝ પઢતાંની સાથેજ મકાનમાં પધાર્યા, સહાબીયોને ઘણી નવાઈ લાગી, હૂઝૂરે પાછા આવીને ફર્માવ્યું "ઘરમાં આ સોનાનો કકડો પડેલો રહી ગયો હતો, રાત પડતાં પહેલાં એનો ફેસલો કરી નાંખવાનું ઝુરરી હતું."

આપ મૃત્યુને બિછાને સુતા હતા, એવામાં ઘરની અંદર થોડીક સોના મહોરો પડેલી હોવાનું યાદ આવ્યું એટલે આપે ફર્માવ્યું "એ મહોરો ખયરાત કરી દો. મુહમ્મદ પોતાના ઉત્પન્ન કર્તાના દરબારમાં જાય અને તેના ઘરમાં સોના મહોરો પડેલી હોય તે ઇષ્ટ નથી."

એક માણસે સવાલ કર્યો આપે ફર્માવ્યું "મ્હારી પાસે અત્યારે કાંઈ પણ નથી, તમે મ્હારે નામે ઉધાર લઇલો, હું તે દેવું ચુકવી આપીશ." હ૦ ઉમર ( રદી૦ ) પાસે ઉભા હતા, તેમણે અર્ઝ કરી "હે અલ્લાહના રસૂલ ! ખુદાપાક આપની ઉપર મકદૂર–ગજા કરતાં વિશેષ બોજો નથી નાંખતો." આ સાંભળીને હુઝૂર ( સલ૦ ) ચુપ થઇ ગયા. એક અન્સારી પણ પાસે ઉભા હતા, તેમણે કહ્યું "હે અલ્લાહના રસૂલ ! બેશક, આપ આપો, ગરીબાઇની કાંઈ પણ ચિંતા નથી, ખુદા માલિક છે." આ સાંભળીને આપ ( સલ૦ ) હંસ્યા, પવિત્ર મુખ મંડળ ચમકવા લાગ્યું અને આપે ફર્માવ્યું "હા, મ્હને પણ એજ આજ્ઞા મળી છે."

### લેવડદેવડની ચોખવટ.

એક યહૂદી શાહુકારે મુદ્દત પહેલાંજ ત્રણ દિવસ અગાઉ દેવું ચુકવી આપવા કહ્યું અને હુઝૂર (સલ૰) ની ચાદર ઝુંટવી લીધી, કપડા તાણવા માંડયા અને ગમે તેમ બોલવા માંડયું. આથી હ૰ ઉમર (રદી૰) ગુસ્સે થયા. હુઝૂરે ફર્માવ્યું "ઉમર! તમારૂં આ વર્તન ઇચ્છવા જોગ નથી. તમારે તો દેવું ચુકવી આપવા માટે મ્હને અને સીધી રીતે માગણી કરવા માટે એદ (યહૂદી) ને સુચના કરવી જોઇતી હતી." એ પછી આપે એનું દેવું ચુકવી આપવા ઉપરાંત હ૰ ઉમરે (રદી૰) એને ધમકાવ્યો એ બદલ દોઢ મણ વધુ અનાજ યહૂદીને આપવાની આજ્ઞા કરી.

જ્યારે કુરૈશના સરદારોએ આપને કત્લ કરવાનો ઠરાવ પસાર કર્યો અને સર્વ કબીલાવાળાઓની તલ્વારોએ આપ (સલ૰) ના મકાનને ઘેરો ઘાલ્યો, ત્યારે આપ સિદ્દીકે અકબર (રદી૰) ને ઘેર પધાર્યા અને હિજરતનો પયગામ સંભળાવ્યો. સિદ્દીકે (રદી૰) બે સાંઢણીઓ આણી જેમાંની એક ઉપર હુઝૂર (સલ૰) ને બેસવા માટે કહ્યું. અલ્લાહુ અકબર! એ સમય કેટલો બધો ભીતિવાળો ભયંકર હતો? છતાં રસૂલોના સરદારે [સલ૰] અહિંયાં પણ પ્રથમ એ સાંઢણીનું મૂલ્ય નક્કી કર્યા પછીજ તેની ઉપર સ્વારી કરી.

એક રાત્રે હુઝૂર [સલ૰] બીબી સફીયા [રદી૰] ની સાથે મસ્જિદમાંથી નીકળતા હતા, એવામાં ત્યાંથી બે અન્સારી પસાર થયા, હુઝૂર [સલ૰] ને દેખીને તેઓ ઉતાવળે જવા લાગ્યા; પરંતુ આપે ફર્માવ્યું "અહિયાંજ થોભી જાવ. આ જુવો, મ્હારી સાથે મ્હારીજ સ્ત્રી સફીયા ઉભી છે." પેલા અન્સારીયોએ અર્ઝ કરી "સુબ્હાનલ્લાહ! હે અલ્લાહના રસૂલ! આપ આ શું ફર્માવો છો?" હુઝૂરે ફર્માવ્યું "ના, શયતાન મનુષ્યની નસેનસમાં પહોંચી જાય છે, મ્હને એવી શંકા થઇ કે, કયાંક તે તમને ભરમાવી ન દે."

હુઝૂર [સલ૰] માં સત્ય પ્રિયતાનો ગુણ મ્હોટા પ્રમાણમાં

હતો. એક વેળા આપ કોઇને ત્યાં લગ્નમાં પધાર્યા, ત્યાં કેટલીક બાળકીઓ પોતાના ઐતિહાસિક ગીત ગાતી હતી, જેમાં તેમણે આ પણ ગાયું કે "અમારામાં એક એવો નબી છે જે કાલની વાત બતાવી આપે છે." હુઝૂરે ફર્માવ્યું "એમ ન કહો, જે ગીત તમે પહેલાં ગાતાં હતાં એજ ગાવ."

આપના પુત્ર ઇબ્રાહીમ [ રદી૦ ] ની વફાત થઇ એજ દિવસે સંજોગવશાત્ સૂર્ય ગ્રહણ પણ થયું, એટલે લોકો કહેવા લાગ્યા કે "સૂર્યે ઇબ્રાહીમનો શોક પાળ્યો છે." આ ઉપરથી હુઝૂરે [સલ૦] ખુત્બો [ ભાષણ ] આપ્યો કે "ચંદ્ર સૂર્ય કોઇના મૃત્યુથી ગ્રસ્ત થતા નથી."

એક દિવસે એક માણસ આપની પાસે આવ્યો, પણ આપના દબદબાથી ધ્રુજવા લાગ્યો. આપે ફર્માવ્યું "તમે કાંઈ પણ ગભરાવ નહીં. હું એજ ગરીબ સ્ત્રીનો પુત્ર છું કે જે સુકું માંસ ખાતી હતી."

આપ કદિપણ ઇન્સાફની હદ ઓળંગતા ન હતા. એક વેળા આપે બુરીરા નામની એક દાસી [ લોંડી ] ને તેના પતિ સાથે સુલૂક કરવા ફર્માવ્યું. લોંડીએ કહ્યું "યા રસૂલુલ્લાહ! આપ મ્હને એવી આજ્ઞા આપો છો ? "આપે ફર્માવ્યું "ના, માત્ર સિફારિશ કરૂં છું." બુરીરાએ કહ્યું "મ્હને એની હાજત [ ઝુરરત ] નથી."

ફાતિમા નામની એક સ્ત્રીએ ચોરી કરી, લોકોએ તે સ્ત્રી માટે હુઝૂર [ સલ૦ ] ના નોકર ઉસામા [ રદી૦ ] કને સિફારિશ કરાવી. આપે ફર્માવ્યું "ઉસામા ! શું તમે અલ્લાહ પાકે મુકર્રર કરેલી હદ માટે પણ સિફારિશ કરો છો ? જો મ્હારી પુત્રી ફાતિમા [રદી૦] એ પણ ચોરી કરી હોત તો, હું તેને અવશ્ય શિક્ષા કરત."

સવાદ બિન ઉમરે [ રદી૦ ] એક દિવસે રંગીન કપડાં પહેર્યાં, હુઝૂરે સોટીનો છેડો એમના પેટ પર ધીમેથી માર્યો. સવાદે કહ્યું "હું એનો બદલો વાળીશ." સરવરે લવલાકે [સલ૦] તરતજ પોતાનું પેટ ઉઘાડીને તેમની સ્હામે કરી દીધું."

૯૦ અબ્બાસ [ આપના કાકા ] જંગેબદરના કેદીયોમાં શામિલ હતા. કેદીયો ન્હાસી ન જાય એટલા માટે રાત્રે સૌના હાથ પગ બાંધી દીધા હતા. એથી અબ્બાસે [ રદી૦ ] ચીસો પાડવા માંડી એટલે તે દયાળુ નબી [ સલ૦ ] ના મન પર આઘાત થવા લાગ્યો. આપની એવી સ્થિતિ દેખી સહાબીયોએ અબ્બાસ [ રદી૦ ] ની દોરીયો ઢીલી કરી દીધી. જ્યારે હુઝૂર [સલ૦]ને એ વાતની જાણ થઇ, ત્યારે આપે ફર્માવ્યું કે "એ રીત યોગ્ય નથી, સૌ કેદીયોની દોરીઓ ઢીલી કરી દો, નહીં તો પછી અબ્બાસ [ રદી૦ ] ની દોરીયો પણ તાણીને બાંધો."

## દયાળુતા અને રવાદારી

હુઝૂરે (સલ૦) લોંડી ગુલામનેજ નહીં, બલ્કે કોઈ જાનવર સુદ્ધાંને પોતાને હાથે શિક્ષા કરી નથી. જો કોઇ માણસ કાંઇક અણગમતું વર્તન ચલાવે તો પણ તેને ટકોરતા નહીં, બલ્કે અત્યંત ઉત્તમ પ્રકારે સાધારણ શબ્દોમાં એ વિષે ઇશારો કરી દેતા, જેથી તે પોતેજ ફરીથી એવું ન કરે. જો કોઈ માણસ પોતાના અમુક કાર્ય માટે લાચારી કે તેનો પશ્ચાતાપ દર્શાવવા આવે તો આપ માથું નમાવી લેતા હતા. બીબી આઇશા [રદી૦] ફર્માવે છે કે હુઝૂરે (સલ૦) પોતાની ઝાત (જાત) ની ખાતિર કદિપણ કોઇથી બદલો લીધો નથી. આપની ઉપર સંકટોના મ્હોટા મ્હોટા પ્રસંગો વીત્યા, પરંતુ જેટલા પ્રમાણમા શત્રુઓની કઠોરતા વધતી ગઇ, તેટલાજ પ્રમાણમાં આપની દયાળુતા અને ઉદારતામાં વધારો થતો ગયો.

કુરૅશીયો મુસલમાનો વિરૂદ્ધ લઢતા હતા, એવામાં મક્કા મુઅઝ્ઝમામાં દુષ્કાળ પડયો અને લોકો જીવ બચાવવા માટે હાડકા અને મુરદાર વસ્તુઓ ખાવા લાગ્યા. જ્યારે આપે એ સ્થિતિ દેખી એટલે તરતજ આપના હાથ આકાશ તરફ ઉંચા થઇ ગયા અને આપે શત્રુઓને માટે દુઆ માંગી.

એક યહૂદીને આપે મેહમાન બનાવ્યો, ખાણું ખવડાવ્યું,

પોતાની ચાદર આપી પોતાની કોટડીમાંજ સુવાડયો. યહૂદીને વધારે ખોરાક ખાઈ જવાથી ઝાડો થઇ ગયો જેથી બધી વસ્તુઓ ખરાબ થઇ ગઇ. બ્હીકને લીધે યહૂદી રાતોરાત ચુપચાપ ત્યાંથી ન્હાસી ગયો, પરંતુ ઉતાવળમાં પોતાની તલ્વાર ત્યાંજ ભૂલી ગયો હતો. સ્હવાર પડતાં પોતાની તલ્વાર લેવા માટે પાછો આવ્યો ત્યારે તેણે જોયું કે હુઝૂર (સલ૦) પોતાને હાથે બધી ગંદકી સાફ કરતા હતા અને મેહમાનને દુઃખ થયું એ માટે લાચારી દર્શાવવા તેની વાટ જોતા હતા.

એક વેળા એક ગામડીયો આવ્યો અને મસ્જિદે નબવીમાંજ પેશાબ કરવા બેસી ગયો. કેટલાક સહાબીયો તેને ધમકાવીને ઉઠાડવા જતા હતા, પરંતુ આપે ફર્માવ્યું "ઉભા રહો, ઉભા રહો, એનું પેશાબ ન અટકાવો." જ્યારે પેલો માણસ પેશાબ કરી ચુકયો એટલે આપે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું "મસ્જિદો અથવા મુતરવા માટે નથી હોતી, અહિંયાં તો ખુદાની બંદગી કરવામાંજ આવે છે."

મદીના મુનવ્વરામાં એક યહૂદી છોકરો માંદો પડયો ત્યારે આપ તેને જોવા માટે તેને ઘેર પધાર્યા. નજરાનના ખ્રિસ્તીયોનું એક ડેપ્યુ-ટેશન હુઝૂર ( સલ૦ ) કને આવ્યું. આપે એ લોકોને મસ્જિદે નબવીમાં ઉતારો આપ્યો અને તેઓને એજ સ્થળે પોતાના રિવાજ અનુસાર ખુદાની ઇબાદત ( બંદગી ) કરવાની છુટ આપી.

એક પ્રસંગે હુઝૂર ( સલ૦ ) ની પાસેથી એક યહૂદીની મૈયત પસાર થઇ, ત્યારે આપે ઉભા થઇ જઇને અફસોસ ઝાહિર કર્યો. પાસે ઉભેલા એક મુસલમાને કહ્યું "આતો યહૂદીનું મડદું છે!!" આપે ફર્માવ્યું "હા, પરંતુ એ પણ જીવ ધરાવતો હતો."

### સત્યતા અને અમાનતદારી.

ઇસ્લામની સચ્ચાઇની સૌથી મ્હોટી દલીલ ઇસ્લામના પયગ-મ્બર ( સલ૦ ) ની સત્યતા અને અમાનતદારી છે. એ સભ્યતા અને

અમાનતદારીની પરિક્ષા માટે સગા સંબંધીયો, મિત્રો અને શત્રુઓના બયાનો કરતાં વધુ ભરોસાપાત્ર અને ઇચ્છવાજોગ બીજા શા પુરાવા હોઇ શકે? એ કેવો મહાન ચમત્કાર છે કે, તે અમીન (અમાનતદાર) નબી (સલ૦) ની સત્યતા માટે આ ત્રણે પ્રકારના પુરાવર મૉજૂદ છે?!

નબૂવ્વત મળ્યા પહેલાં પણ આપ આખા દેશમાં સાદિક (સત્યવાદી) અને અમીન [અમાનતદાર] તરીકે પ્રખ્યાત હતા. જ્યારે આપે નબૂવ્વતનો દા'વો કર્યો, ત્યારે સૌથી પ્રથમ એ દા'વાને વિના સંકોચે સ્વિકારનારા એજ લોકો હતા જેઓ આપ (સલ૦) ના ખાનગી જીવનથી પણ સંપૂર્ણ રીતે જાણીતા હતા. દાખલા તરીકે બીબી ખદીજા (રદી૦) કે જેઓ પંદર વર્ષથી આપના પત્નિ તરીકે ઘરમાંજ હતાં, હ૦ અબૂબક્ર સિદ્દિક (રદી૦) જેઓ ન્હાનપણથીજ સાથે રમ્યા હતા અને હુઝૂર (સલ૦) નો ગુલામ ઝૅદ (રદી૦) તથા બીબી ખદીજા (રદી૦) ના આગલા ઘરના બે પુત્રો અને હુઝૂર [સલ૦] ને દુધ પીવડાવનાર દાઇ હલીમા અને તેમના પતિ તથા બાળકોએજ પહેલ વહેલાં ઇસ્લામનો સ્વિકાર કર્યો.

સ. હી. ૭ માં રોમના કયસરે હુઝૂર (સલ૦) સંબંધી તપાસ કરાવી અને ભર દરબાર વચ્ચે હુઝૂર (સલ૦) ના વિરોધીયો–ઇસ્લામના શત્રુઓ–ની ગવાહી લીધી. તેણે પૂછ્યું કે "નબૂવ્વતની પહેલાં એ માણસ કદિ અસત્ય બોલ્યો છે અથવા અસત્યવાદનો આરોપ એની ઉપર કદિ મૂકવામાં આવ્યો છે?" વિરોધી ટોળાના સરદાર અબૂ સુફિયાને જવાબ આપ્યો કે "ના."

સ. હી. ૧૩ માં મક્કાના કાફિરોએ આપને કત્લ કરવાનો ઠરાવ કર્યો અને ચુનંદા શમશીર બાઝોએ આપના મકાનને ઘેરો ઘાલ્યો. એ પ્રસંગ વૈરનો બદલો લેવાનો અને શત્રુવટનો હતો, છતાં વિશ્વાસ અને ભરોસો એટલો બધો લોકોને હતો કે, એ સમયે પણ લોકોની અનેક અમાનતો આપના મકાનમાં પડેલી હતી. જ્યારે હુઝૂર (સલ૦) એજ રાત્રે મદીના તૈયબા તરફ રવાના થઇ ગયા

ત્યારે એ બધી અમાનતો હ૦ અલી [રદી૦] ને સોંપતા ગયા, જેથી સ્હવારમાંજ જેની જેની અમાનતો હોય તેમને આપી દેવામાં આવે.

અબૂ જહ્લ હમેશા એજ કહેતો હતો કે " હુ તમને નહીં, પરંતુ તમારા ઉપદેશને અસત્ય ગણું છું. "

## વીરતા અને દિલેરી

મુસલમાનોની શુરવીરતા અને દિલેરી અદ્યાપિપર્યન્ત દુનિયામાં પ્રખ્યાત છે. આ અજોડ શુરવીરતા અને દિલેરીનું ખરૂં રહસ્ય હુઝૂરે [સલ૦] પોતાના જીવનમાં બેસાડેલા અપૂર્વ દાખલાઓમાંજ સમાયેલું છે.

એક દિવસે એવો બનાવ બન્યો કે મદીનાવાસિયો શત્રુના હુમ્લાની વાટ જોતા જોતા સુઇ ગયા અને એકાએક ધબરાઇને ઉઠી ઉભા થઇ ગયા અને દૂર જે માણુસ દેખાતો હતો એ તરફ દોડયા. ત્યાં જઇને જોયું તો હુઝૂર [સલ૦] અબૂ તલ્હા [રદી૦] ના ઘોડાની ઉઘાડી પીઠ ઉપર સ્વાર હતા અને ગળામાં તલ્વાર લટકતી હતી. આપ બધી બીનાની તપાસ કરીને પાછા ફર્યા હતા એટલે સૌને ધીરજ આપી અને કહ્યું " પાછા ફરો, આરામ કરો, તમારે ત્યાં જવાની ઝુરૂરત નથી. "

જંગે હુનૅનમાં હુઝૂર [સલ૦] બાર હઝાર માણુસોનું સૈન્ય લઇને શત્રુઓના મુકાબલે આવીને ઉભા. શત્રુ સૈન્યે એક સાંકડી ખીણમાં બેસીને એવી ભયંકર તીરંદાઝી ચલાવી કે, સૌ ન્હાસવા લાગ્યા; પરંતુ એવા પ્રસંગે પણ એક અને માત્ર એક દ્રઢતાનો અજોડ પયકર ઘોડા પરથી ઉતરી પડયો અને પર્વતની પેઠે અચળ થઇને ઉભો રહ્યો. એ પયકર અન્ય કોઇજ નહીં પણ હુઝૂર [સલ૦] પોતે હતા. લશ્કર ન્હાસતું હતું અને હુઝૂર [સલ૦] શત્રુઓને સંબોધીને ફર્માવતા હતા કે:—

અના નબીય્યુ લા કઝિબ
અના ઇબ્ને અબ્દુલ મુત્તલિબ

[ અર્થાત્ હું નબી જૂઠો નથી–સાચો છું, હું અબ્દુલ મુત્તલિબનો પુત્ર–વંશજ છું.]

૯૦ અબ્બાસે [રદી૦] આ સ્થિતિ દેખી મુસલમાનોને હાક મારી એટલે તેઓ પણ ક્રોધપૂર્ણ સિંહોની પેઠે પાછા ફર્યા અને જોત જોતામાં મયદાન સાફ થઇ ગયું.

મદીના મુનવ્વરામાં યહૂદીયો, મુનાફિકો અને કુરૈશીયોની બ્હીકથી રસૂલુલ્લાહ [સલ૦] ના નિવાસસ્થાને રાત્રે પહેરેગીરો ઉભા રહેતા હતા. એવામાં ખુદાનો પયગામ પહોંચ્યો કે " વલ્લાહુ યા'સિમુકા મિનન્નાસ " [ અર્થાત્ ખુદા તમને લોકોથી બચાવશે ]. હુઝૂરે [સલ૦] તરતજ તંબુમાંથી મોઢું બ્હાર કાઢી પહેરેગીરોને કહ્યું " તમે પાછા ચાલ્યા જાવ, મ્હારી રક્ષાની વધુ ઉત્તમ ગોઠવણ થઇ ચુકી છે. "

કુર્આને પાકના ફ૨્ઝની અસરથી જ્યારે મૂર્તિપૂજાની મહફિલો ઉજ્જડ થવા લાગી એટલે મક્કાના સરદારોએ પોતાના એક નામવર સરદાર અત્બાની મારફત અરબસ્તાનની દોલત, અરબસ્તાનની સૌંદર્ય-શ્રેષ્ટ સ્ત્રીઓ અને અરબસ્તાનની બાદશાહત એ ત્રણ વસ્તુઓ આપના ચરણો સમક્ષ ધરી જેથી આપ મૂર્તિપૂજાનું ખંડન ન કરે. પરંતુ જ્યારે આપે એ ભેટનો અસ્વિકાર કર્યો એટલે તેઓ મોતનું ચેલેન્જ લઇને એવી શાનથી આપના કાકા અબૂતાલિબની પાસે ગયા કે, તે બિચારા ધબરાઇ ગયા; પરંતુ અબૂ તાલિબે હુઝૂર [સલ૦] ને એ ચેલેન્જની ખબર આપી ત્યારે આપે ફરમાવ્યું કેઃ—

**" ખુદાના સોગંદ ! જો આ લોકો મ્હારા એક હાથ ઉપર સૂર્ય અને બીજા ઉપર ચંદ્ર લાવીને મૂકે તો પણ હું મ્હારા ફર્ઝથી પાછો હઠવાનો નથીજ. ખુદા આ કામને પરિપૂર્ણ કરશે અથવા તો હું કુરબાન થઈ જઈશ "**

### મઆફી અને દરગુઝર

બીબી આઇશા ( રદી૦ ) ફર્માવે છે કે આપે જીવનભર કોઇપણ માણસ પાસેથી પોતાનો અંગત બદલો વાળ્યો નથી, વૈર વાળ્યું નથી. હિજરતને દિવસે સુરાકા બિન જા'શિમે ઉંટોનું ઇન્આમ મેળવવાની લાલચે હુઝૂર ( સલ૦ ) ઉપર ત્રણ વાર તલ્વારથી હુમ્લો કર્યો. જો કે તેનો હુમ્લો નિષ્ફળ નિવડયો, છતાં જ્યારે મક્કા ફતહ થયું ત્યારે સુરાકા પણ ત્યાંજ હતો; પરંતુ એ હુમ્લા વિષે તેને કાંઇપણ પુછ પરછ કરવામાં ન આવી.

જ્યાં સુધી અબૂ સુફિયાને ઇસ્લામને અંગિકાર્યો ન હતો. ત્યાં સુધી એમના કરતાં બીજો કયો માણસ ઇસ્લામનો કટ્ટર વૈરી હતો? એમના હુમ્લા અને કાવત્રાઓથી સેંકડો મુસલમાનો શહીદ થયા હતા. મક્કા સર થયું, ત્યારે તે એક આરોપીની પેઠે હુઝૂર [ સલ૦ ] ની સમક્ષ હાઝિર થાય છે, દયાનિધી [ સલ૦ ] નાં મોજાં તેને એવી રીતે વીંટાળી લે છે કે, જાણે ઇસ્લામનો સૌથી મ્હોટો સેવક એજ છે. આજ્ઞા થાય છે કે "અબૂ સુફિયાનનું મકાન દારૂલ–અમન છે, તે એકલાનેજ માટે નહીં; બલ્કે તે પોતાને ત્યાં જેને રક્ષણ આપશે તે પણ મહફૂઝ–રક્ષિત–રહેશે."

હુઝૂર [ સલ ] ના કાકા હ૦ હમ્ઝા ( રદી૦ ) ની હત્યા કરનાર જંગલીને જ્યારે આખા અરબસ્તાનમાં કયાંય પણ રક્ષણ-સ્થાન નથી મળતું એટલે લોકો તેને હુઝૂર [ સલ૦ ] ની સેવામાં હાઝિર થઈ જવાની સલાહ આપે છે. જંગલી ત્યાં આવે છે એટલે હુઝૂર [ સલ૦ ] આંખો નીચી કરી લે છે અને તેને માત્ર એટલુંજ કહે છે કે "જંગલી! તું મ્હારી સ્હામે ન આવ, જેથી મ્હારા કાકા ( રદી૦ ) ની યાદ તાઝી થવા ન પામે."

સફ્વાન બિન ઉમૈયા ઉમૅર બિન વહબનું દેવું પતાવી આપવાનું તથા તેના બાલ બચ્ચાઓનું ભરણ પોષણ કરવાનું એવી શરતે સ્વિકારે છે કે, ઉમૅર રસૂલુલ્લાહ [સલ૦] ને શહીદ કરી આવે.

ઉમૅર તલ્વારને વિષ [ ઝહેર ] પીવડાવીને આવે છે, કાવત્રું મા'લુમ પડી જાય છે અને તે પેલી તલ્વાર સહિત કેદ થઇ હુઝૂર [ સલ૦ ] સમક્ષ હાઝિર કરવામાં આવે છે; પરંતુ તેને એક શબ્દ સરખોયે બોલ્યા વિના આપ તેને બંધન-મુક્ત કરી દે છે. હવે સફવાન જિદ્દા, યમન આદિ શહેરોમાં જીવ બચાવવા માટે ન્હાસતો ફરે છે, છેવટે એનો મિત્ર ઉમૅર પોતેજ હુઝૂર [ સલ૦ ] કને હાઝિર થઇ એની સિફારિશ કરે છે, એટલે આપ ફર્માવે છે કે " તે આવી જાય, તેને અમાન છે." ઉમૅર અમાનની નિશાની માંગે છે એટલે તે ત્રિલોકના સરદાર [ સલ૦ ] પોતાની પાઘડી ઉતારીને તેને હવાલે કરી દે છે. સફવાન આપની હુઝૂરમાં ઉપસ્થિત્ થઇ પૂછે છે કે " શું મ્હને અમાન આપ્યાની વાત સાચી છે ?" આપે ફર્માવ્યું " હા, બરાબર છે." હવે તે કહે છે કે " ઇસ્લામનો સ્વિકાર કરવા માટે મ્હને બે મહીનાની મુદ્દત મળવી જોઇયે." હુકમ થાય છે કે " ચાર મહીનાની મુહલત આપવામાં આવે છે." સુબ્હાનલ્લાહ ! ચાર મહીના કેવા ? પ્રેમના શહીદને માટે તો એક ઘડીનો ઇન્તિઝાર પણ કયામત સમાન છે. તરતજ સફવાન ઉભો થઇ ઇસ્લામનો સ્વિકાર કરી લે છે.

અબૂ જહલનો પુત્ર અકરમા પોતાના પિતાના મૃત્યુ પછી ઇસ્લામની શત્રુતાની ગાદીયે બિરાજ્યો અને બાપને પગલે ચાલવા લાગ્યો. પરંતુ જ્યારે મક્કા સર થયું એટલે તે ન્હાસી ગયો હુઝૂર [ સલ૦ ] પાછા મદીના મુનવ્વરા પધાર્યા ત્યારે તે ક્ષમા યાચવા માટે આવ્યો. તેને દેખતાંજ કૃપાસિંધુની મોજો ઉછળવા લાગી, તેને સત્કારવા માટે આપ [સલ૦] એવી ઉતાવળે ઉઠ્યા કે ખભા મુબારિક પરથી ચાદર પણ ઉડી ગઇ. સ્હામે એક હત્યારો આરોપી ઉભો હતો અને આપની પવિત્ર જીભથી આ શબ્દો નીકળતા હતા કે " મરહબા બિર્રા-કબિલ-મુહાજિર " અર્થાત્ " હે હિજરત કરનાર સવાર ! ભલે પધાર્યા. "

હબાર નામના માણસે હુઝૂર [સલ૦] નાં પુત્રી બીબી ઝયનબ

[રદી૦] ની કેડમાં ભાલો માર્યો જેથી ઉંટ પરથી તે પડી ગયાં, ત્યાંજ ગર્ભપાત થઇ ગયો અને છેવટે એજ દુઃખથી વફાત પામ્યાં. મક્કા સર થયું ત્યારે હબ્બારને કત્લ કરવાનો ઢંઢેરો બ્હાર પાડવામાં આવ્યો, એવામાં તો તે આપની સેવામાં ક્ષમા યાચવા માટે ઉપસ્થિત થઇ ગયો અને આપે તેને ક્ષમા આપી દીધી.

આપ તાઇફમાં ઉપદેશ આપવા માટે પધાર્યા એટલે ઇંટો અને પત્થરોનાં પૂર સત્કાર કરવાને આવ્યાં. માર્ગની બન્ને બાજૂએ લોકો ઉભા હતા, ત્રિલોકના સરદાર કૃપાનિધિ [સલ૦] ત્યાંથી પસાર થતા હતા, ચોતરફથી પત્થરનો વરસાદ વરસતો હતો. ઘા વાગવાથી જો આપ કોઇ ઠેકાણે લાચાર થઇને બેસતા તો સત્યના શત્રુઓ આપના બન્ને હાથ ઝાલીને ઉઠાડી દેતા. તે જગદ્દયાળ [સલ૦] પગ ઉપાડતા એટલે વળી પાછો ચોતરફથી પત્થર, ગાળો અને તાળીયોનો વરસાદ શુરૂ થઇ જતો. એક ઠેકાણે તે સાહિબે મુકામે મહમૂદ [સલ૦] બેહોશ થઈ ગયા એટલે હ૦ ઝૈદ [રદી૦] આપને ઉપાડીને શહેર બ્હાર લઇ આવ્યા. જ્યારે હોશ આવતાં ત્યાંથી પાછા મક્કે ફર્યા, ત્યારે હુઝૂર [સલ૦] પોતાના ગુલામને ધીમે ધીમે ફર્માવતા હતા કે " ઝૈદ ! હું ખુદા પાસે શા માટે આ લોકો વિષે ખોટું ચાહું ? આ નહીં તો એમના વંશજો અવશ્ય ખુદા પર ઇમાન લાવશે. "

ઉહદનું યુદ્ધ મુસલમાનો માટે કયામતનો નમુનો હતો. કુરૈશીયોની સ્ત્રીઓએ ઇસ્લામી શહીદોનાં નાક કાન કાપીને તેના હાર બનાવ્યા હતા. કુરૈશીયોના સરદાર અબૂ સુફિયાનની સ્ત્રી હિન્દાએ હુઝૂર [સલ૦] ના કાકા હ૦ હમ્ઝા [રદી૦] નું કાળજું કાઢીને ચાવ્યું. એજ યુદ્ધમાં હુઝૂર [સલ૦] ના પોતાના પણ દાંત શહીદ થયા, આપને ખાડામાં ફેંકી દેવામાં આવ્યા અને આપના ચ્હેરા તથા કપાળ ઉપર પણ ઘા વાગ્યા. એ પ્રસંગે કેટલાક સહાબીયોએ

કાફિરોને શ્રાપ [બદ-દુઆ] આપવાનું સુચવ્યું ત્યારે આપે ફર્માવ્યું કે " હું કોઇને શ્રાપ આપવા માટે મોકલવામાં આવ્યો નથી, બલ્કે મ્હને તો જગત માટે ઉપદેશક અને રહમત તરીકે મોકલવામાં આવ્યો છે. "

## ખુશમિઝાજી-વિનોદ.

હુઝૂર [સલ૦] ના જીવનમાં તમે સાધુતા, પવિત્રતા, સંયમ, શુરવીરતા, દ્રઢતા, સંતોષ આદિ ગુણોનાં દર્શન કર્યાં; પરંતુ આ અગાધ સાગરમાં તો થોડાક સુંદર બેટો પણ રહેલા છે. આપ [સલ૦] ઘણાજ ખુશમિઝાજ-વિનોદી હતા, પરંતુ એ વિનોદ કોઇનું મન દુઃખવવાને કે કોઇને હલકો પાડવાને અથવા માત્ર ટોળ ટપ્પા તરીકે સમય વીતાડવા માટે ન હતો, એવા દોષોથી તે સાવ પવિત્ર હતો.

એક કાફલામાં કેટલીક સ્ત્રીઓ પણ ઉંટ પર સ્વાર થઇને જતી હતી. ઉંટ દોરનારાઓએ ગીત ગાવા માંડયા એટલે ઉંટ ત્વરિત ગતિએ ચાલવા લાગ્યા. હુઝૂર (સલ૦) ને નાઝુક જાતિ [સ્ત્રીઓ] નો વિચાર આવતાં આપે ઉંટ હાકનારાઓને કહ્યું " ઉંટો તેઝ ચલાવો છો, પરંતુ કયાંક કાચના શીશા ના તોડતા !"? "

એક અન્સારી ઘણા મોજીલા હતા. બઝારમાં જ્યારે કોઇ મેવો આવે એટલે ખરીદ કરીને હુઝૂર [સલ૦] કને લાવીને અર્ઝ કરતા કે " હુઝૂર ! આ મેવો ખાવ, આપની સેવામાં ભેટ ધરૂં છું. " પરંતુ જ્યારે દુકાનવાળો પૈસા માંગવા આવે ત્યારે તેને આપની પાસે લઇ આવીને કહેતા કે " હુઝૂરે [સલ૦] મેવો ખાધો હતો માટે આપની પાસેથી પૈસા ચુકવી લો. " આ વાકય સાંભળી હુઝૂર (સલ૦) હંસી પડતા અને કીમત ચુકવી આપતા. પછી જ્યારે પેલા અન્સારીને પૂછતા કે " તમે ત્યારે શા માટે મેવો લાવ્યા ? "

એટલે તે કહેતા કે " હે અલ્લાહના રસૂલ ! મ્હારી પાસે પૈસા ન હતા, પણ મ્હેં વિચાર કર્યો કે, આવો સારો મેવો બીજા શા માટે ખાઈ જાય, આપ જ કેમ ન ખાવ ? ! "

એક ડોશીને આપે ફરમાવ્યું કે " હે ડોશી ! તું જન્નતમાં દાખિલ નહીં થાય. " આ સાંભળી ડોશી રડવા લાગી એટલે ફરમાવ્યું કે " રડે છે શા માટે ? પહેલાં તને જુવાન બનાવીને પછી જન્નતમા લઇ જવામા આવશે. " આ સાભળીને ડોશીના હર્ષના પાર ન રહ્યો.

એક સ્ત્રીએ આપની સેવામાં હાઝિર થઇ અર્ઝ કરી કે " હે અલ્લાહના રસૂલ ! મ્હારા ધણીએ આપને તેડાવ્યા છે. " હુઝુરે ફર્માવ્યું કે " તમારો ધણી તો એજ છે ને કે જેની આખમા સુફેદી છે ? " પેલી સ્ત્રીએ ભારપર્વક જણાવ્યું કે " ના, મ્હારા ધણીની આખમા સુફેદી નથી. " આ જવાબથી હુઝૂર [સલ૦] હંસ્યા અને ફર્માવ્યું કે " એવો કયો માણસ છે કે જેની આખમા સુફેદી નથી ? ! "

**વફાત**

સુબ્હાનલ્લાહ ! કેવા પવિત્ર સદ્દગુણો છે ? કેવી પવિત્ર ન' છે ? કેટલું બધું મુબારિક અને નિર્મળ જીવન છે ? આપ યતી' [ અનાથ–પિતૃહીન ] જન્મ્યા હતા, ઉમ્મી–અભણ હતા. બાળવય થોડાકજ પૈસાને માટે કુરૅશીયોની બકરીયો ચારતા હતા, અને જ્ં છેલ્લી વેળા ઉજ પઢી ત્યારે એક લાખ ફિદાઇયો આપના ઝંડા ‹ એકત્ર થયા, એક જગત્–વિજેતા ફીલ્ડ માર્શલની હયસીયતથી લાખ ચોરસ માઇલ્સ ભૂમિ આપે સર કરી. જ્યારે મૃત્યુને બિછ સુતા ત્યારે બીબી આઇશા [ રદી૦ ] પાડોસણ પાસેથી દીવા મ તેલ માંગતાં હતાં, એક યહૂદી કને બખ્તર ગિરો મૂકી ખાવા જવ આણુવામાં આવ્યા હતા. જ્યારે વફાત પામ્યા ત્યારે ખાદી